# હિંદની ઔદ્યોગિક પડતી-



પુનર્મુદ્રણ
૧૯૮૬

લેખક
શ્રી ડુંગરશી ધરમશી સંપટ.

# હિંદની ઔદ્યોગિક પડતી.

પ્રાચીન કાળમાં હિંદ ઔદ્યોગિક અવસ્થામાં અતિ ઉચ્ચ કક્ષા ભોગવતું હતું. આજે કાળે કરી એ સ્થિતિમાંથી તેનું પતન થયું છે. ઢાકાની મલમલથી હિંદ દુનિયાભરમાં સુવિખ્યાત હતું. જગતભરમાં ઢાકાની મલમલ અજોડ હતી. તેના મોહ અને પ્રેમ પાછળ દુનિયાં ઘેલી બની હતી. ગ્રીકો તેને 'ગ્રેજીટીકા' ના નામથી ઓળખતા પેરીકસમાં એને 'ડાયાકોસીયા' નું નામ મળ્યું હતું. ડાયાકોસીયા એટલે જ ઢાકાની ભાતીગર મલમલ. રોમનોએ "ઢાકાની મલમલ એટલી બધી સફેદ અને ઝીણી હોય છે કે પહેરનારનું શરીર પણ ચકચકાટ મારી ઉઠે છે." અને એમ એનું ઘણું વર્ણન કર્યુ છે. એનાં કુમાશ અને સૌંદર્યની પ્રશંસાનાં વર્ણન દુનિયાના ખંડે ખંડેથી અનેક મુસાફરોએ એક એકથી ચડે એવી ભાષામાં કર્યાં છે.

મોગલ સમયની એક દંત કથા છે. ઔરંગઝેબ બાદશાહની કુંવરી ઝેબુન્નિસા બહુ જ દેખાવડાં અને ઝીણાં કપડાં પહેરતી. એટલાં ઝીણાં, કે કપડાં પહેરે તોપણ તેનું શરીર દેખાય. જાણે કપડાં પહેર્યાં જ નથી. એક વખત ઔરંગઝેબે એને ઠપકો આપ્યો. કુંવરીએ કહ્યું " જહાંપનાહ! મે સાત પડવાળી ઉતરીયનું મલમલ પહેર્યું છે અને છતાં મારાં અંગ દેખાય છે."

હવે આ મલમલની ઝીણવટ અને સફાઇ માટે બીજાં સમર્થનો અને દ્રષ્ટાન્તોની આવશ્યકતા ન હોય. બનારસ અને ઔરંગાબાદનો કિનખાબ દુનિયાના ભાગોમાં સુવિખ્યાત થયો હતો. રોમના શહેનશાહો પૂરતા પ્રેમથી બનારસ અને બંગાળનાં રેશમનાં સુંદર વસ્ત્રો પરિધારણ કરતા. કચ્છ અને કટકનું કારીગરીનું કામ દુનિયાના પ્રાસાદો દિપાવતું. આંખને અચરજ પમાડે તેવી સુંદર, અપ્રતિમ હિંદની શેત્રંજીઓ, ગલીચાઓ, પિત્તળકામ, ચિત્ર-કલાના અદ્‌ભુત નમૂના વિભિન્ન દેશોમાં પોતાનું સ્થાન ભોગવતા બંગાળ, ગૂજરાત અને મદ્રાસમાંથી જથાબંધ કાપડ બહાર જતું. ઈ. સ. ૧૬૧૪ માં સુરતમાંથી ૧૨,૫૦૦ થાન પરદેશ ગએલાં. ૧૬૨૫ માં એ સંખ્યા વધીને ૧,૬૫,૦૦૦ ની થઈ હતી. ૧૬૧૮-૧૯ માં હંકારેલા 'રોયલ એન' નામના એક જ વહાણમાં ૧૪,૦૦૦ થાન લઈ જવામાં આવ્યાં હતાં. પણ ૭ વર્ષ બાદ તો માલની માગણી

પંદર ગણી વધી ગઇ હતી. એટલે એ ઉપરથી હિંદનો વ્યાપાર દુનિયા સાથે કેટલો સંબંધિત હતો, હિંદના વ્યાપારીઓ દુનિયામાં કેટલે કેટલે દૂર સુધી વ્યાપારનાં ક્ષેત્રો તૈયાર કરતા અને દ્રવ્ય ઘસડી લાવતા અને દિનપ્રતિદિન હિંદનો બીજા દેશો સાથેનો વ્યાપાર કેટલો ઝપાટાબંધ વધ્યે જતો હતો, કળાકૌશલ્ય કેટલું ખીલ્યું જતું હતું અને તેની દુનિયાભરમાં કેટલી કદર થતી હતી તેનો કંઇક માત્ર ખ્યાલ આવશે.

હિંદની ખાંડ યુરોપના વ્યાપારીઓ છૂટથી મંગાવતા. હિંદનું કચિર પરદેશમાં મોટા પ્રમાણમાં આયાત થતું. હિંદનાં વહાણો આખા રોમન સામ્રાજ્યમાં બહોળો વ્યાપાર ખેડતાં, અને છેક અઢારમી સદીના મધ્યભાગ સુધી હિંદમાં બંધાયેલાં મજબૂત વહાણ 'ઇસ્ટ ઇન્ડિયા કંપની' નો વ્યાપાર ખેડતાં. એટલું જ નહિ પણ અંગ્રેજી નૌકાસૈન્ય માટે હિંદમાં જ વહાણ બંધાતાં. આમ હિંદમાં દ્રવ્યની રેલમછેલ થતી. પ્રજા સંતુષ્ટ હતી. અને ચોરીનો ભય કોઇને ન હતો.

પરંતુ અંગ્રેજ સલ્તનતે આપણા ઉદ્યોગની રીડ ભાંગી નાંખી છે. આપણા દેશમાં તૈયાર થતાં કાપડ, કારીગરી, કોતરકામ, ધાતુકામ જેવાં પાકાં દ્રવ્યો ઉપર વિલાયતમાં ભારે જકાત નખાવા લાગી. હિંદનો માલ મંગાવે તેની ઉપર દરેક રીતે તહેદારી રાખવામાં આવી. અંગ્રેજ વ્યાપારીઓ

હિંદી માલ ન મંગાવે માટે જાહેર વિનંતી કરવામાં આવી. અને આમ ઈંગ્લેન્ડમાં જ નહિ પણ દુનિયાના બીજા ભાગોમાં પણ હિંદી માલ પ્રત્યે સુગ ઉત્પન્ન કરવામાં આવી.

હિંદી વહાણો તેની મજબુતી અને ટકાઉપણા માટે સર્વત્ર એક અવાજે વખણાતાં હતાં તે હવે હિંદમાં બંધાતાં બંધ થયાં. હિદમાં મુંબઈ અને કલક-તામાં બાંધવામાં આવેલ ગોદીઓ બંધ કરવામાં આવી અને બદલામાં વિલાયતમાં ગોદીઓ ખોલી ત્યાંની સરકારે વહાણ બંધાવવાં શરૂ કર્યાં અને આમ હિંદની રોજી, કારીગરી ભાંગી પરદેશની રોજીને ઉ-તેજન મળતું ગયું.

હવે ઉદ્યોગી હિંદના ઉદ્યોગો પડી ભાંગવા લાગ્યા. કાચાં દ્રવ્યો અને પદાર્થોની માગ વધવાથી લોકો તે પેદારા પાછળ પડ્યા. ખાવાનું કંઈક તો જોઈએ પણ આમાંથી આટલા મોટા વિશાળ દેશને શું પુરું થાય? દેશમાં જતે દિવસે ભૂખમરો વધતો ગયો. રાજ્ય એ જાણતું હતું છતાં હિંદની પડી ભાંગતી કારીગરી અને ઉદ્યોગને સાથ. આશ્રય અને સહાનુભૂતિ ન આપ્યાં તે ન જ આપ્યાં. એટલું જ નહિ પણ હિંદી કારીગરો ઉપર સખત ત્રાસ વરસાવવા માંડ્યો. વ્યાપારીઓનાં વ્યાપારનાં બારણાંને તાળાં મરાવા લાગ્યાં હિંદનો વ્યાપાર બંધ પડે માટે ચોપાસ જુલમી પગલાં લેવાવા માંડ્યાં.

આથી હિંદના કારીગરો પોતાનો ધંધો ભૂલવા લાગ્યા. વ્યપારીઓનો વેપાર બંધ થતો ગયો અને હવે લગભગ તેના પુરાતન કાળનાં નામ નિશાન નથી રહ્યાં. આજે આપણી પુરાતન મજબુત, ટકાઉ સ્વદેશી વસ્તુઓને બદલે વિદેશી, નાજુક, તરત ભાંગીજાય એવી મોહક વસ્તુઓએ સ્થાન લીધું છે.

આ ફેરફારથી હિંદને ભારે આઘાત પહોંચ્યો. આ બુદ્ધિમાન ફટકાએ હિંદને છિન્નવિછિન્ન કરી નાખ્યું. હિંદની આર્થિક સ્થિતિ ઘણી જ દુબળી થવા લાગી. પ્રજામાં ભૂખમરો વધ્યો અને અનેક પ્રકારની વિકૃતિઓએ પ્રવેશ કર્યો. અંગ્રેજ અમલ પછી આજ સુધી હિંદની માથાદીઠ આવક સોથી વધારે નથી આવી. જ્યારે અંગ્રેજોની માથાદીઠ વાર્ષિક આવક રૂ. ૬૦૦ જેટલી ગણાય છે.

આમ હિંદમાં જતે દિવસે વધતી જતી ગરીબાઈ અને ભૂખમરાથી હિંદમાં ઈન્ફ્લ્યુએન્ઝા, કોલેરા, પ્લેગ જેવા ભયંકર રોગ ફાટી નીકળ્યા અને પ્રજાનો ખોખો કાઢી નાંખ્યો. લોકો અશક્ત અને દુર્બળ બનતા ગયા. દુકાળોના ભયંકર મારા સામે ટકવાને તેઓ અશક્ત બન્યા; તેમની શક્તિ ક્ષીણ થતી ગઈ. તેમનાં બળ, બુદ્ધિ, સાહસ, તેજ, વીર્ય અને પરાક્રમો ઘટયાં અને ઘસાવા લાગ્યાં. છેવટે જીવન પ્રાપ્ત થયું છે માટે ગમે તે પ્રકારે વીતાવવુ એ માન્યતા– સ્વભાવ, લોકોમાં વધતો ગયો. મધ્યપ્રાંત અને આસામનાં ગામડાં જોયાં હશે તેને જણાશે કે ત્યાંના લોકોને

એક ટંક પણ ધાન્ય મળવું મુશ્કેલ થઈ પડ્યું છે. દુર્બળ, અશક્ત અને હાડપિંજર જેવાં તેમનાં શરીર છે. નથી તેમને કોઈ રોગના-વિકારના સમયે દવા દેનાર કે નથી તેમની કોઈ સારવાર કરનાર. તેમને પહેરવા વસ્ત્રો નથી, ખાવા અન્ન નથી, રોગો માંથી બચવા દવા દાક્તરો નથી, તેમને ભણવા શાળાઓ નથી, દુકાળની આફત સામે ટકવા સાધનો નથી. એમ ચોપાસ તેમની દ્રષ્ટિમર્યાદામાં દુઃખ, દુઃખ અને દુઃખ નજરે પડે છે. અને હજીએ આપણે હિંદને દેવભૂમિ કહીએ છીએ. પરંતુ એની પ્રજા અત્યંત બેહુદી માંદગી ભોગવી રહી છે, અશક્ત અને દુબળી બનતી જાય છે. અને જીવન નિર્વાહનાં સાધન રહિત બનતી જાયછે. એની આપણને કલ્પના સરખી નથી આ બધાનું મૂળ હવે સમજાશે કે દેશની આર્થિક પરાધિનતા છે.

હવે આપણા હાથ પગ ભાંગી ગયા છે. આપણે પૂરા પરાવલંબી બન્યા છીએ. હિંદનો એક પાઈની કિંમતનો કથિરનો ટુકડો પરદેશીઓ લઈ જાય છે. અને ત્યાં ચાકુ, કાનસ. કમાન અને એવા જ બીજા પદાર્થો બનાવી, પચાસ કે સો ગણી કિંમતે આપણને પાછા આપે છે. હિંદના ઘઉં પરદેશ જાય છે અને બદલામાં ઉંચાં ભાવનાં હલકાં બિસ્કીટ મળે છે. હિંદમાંથી કપાસ પરદેશ ચડે છે. ત્યાં તે કંતાય પિંજાય અને તેનાં હિંદીઓને પહેરવા વસ્ત્રો બને અને હિંદમાં આવે. એવી જ સ્થિતિ ઊન, ચામડાં અને એવા

બીજા પદાર્થોની છે. કાશ્મીર અને બંગાળનું રેશમ બહાર જાય અને ત્યાં એનાં કપડાં બની હિંદમાં ઉંચી કિંમતે વેચાય છે. આમ અનેક જાતનાં દ્રવ્યો હિંદમાંથી પરદેશ જાય છે. તેની ઉપર પરદેશ પહોંચવાનો વ્યવસ્થા અને ખરીદી ખર્ચ, ત્યાંની મજુરી અને વ્યવસ્થા ખર્ચ, નફો અને પાછો હિંદ આવતાં મજુરી અને વ્યવસ્થા ખર્ચ, હિંદમાં રહેલી અંગ્રેજી અને દેશી પેઢીઓનો નફો વગેરે ચઢે અને પછી કિંમત અંકાઈ આપણને મળે. પેન્સીલ, કાગળ, સ્લેટ, પેન, નીબ, દિવાસળી, પીનો, લોઢું પોલાદ, યંત્રો આગબોટો, ગાડીના ડબાઓ. મિણબત્તીઓ, બુટ, ચામડાંની વસ્તુઓ, ચીનીકામ, કાચકામ, સાબુ, ખુશબોદાર પદાર્થો, ફરનીચર, ખાંડ, ગોળ, અને નાની મોટી હજારો ચીજો વિલાયતથી અહીં આવે છે અને દરેક વખતે આગબોટો ભરાઈ ને કાચો માલ હિંદથી તણાઈ જાય છે. એથી હિંદની મજુરી ભાંગી પડી, ઉદ્યોગો વિનાશ પામ્યા, વ્યાપાર ભાંગ્યો અને ઠેર ઠેર ભૂખમરાના પોકારો સંભળાવા લાગ્યા. અને છતાં ય અંગ્રેજોની આર્થિક અસહ્ય વાર્ષિક લૂંટ ચાલુ જ. એટલે દુકાળ અને અધિકમાસ ભેગાં થયાં. આવી કામદુધા હિંદભૂમિને મૂકવી અંગ્રેજને કેમ પાલવે?

આજે હિંદને પરદેશીઓના પુન્યના પ્રતાપે આર્થિક પરાધિનતા અને એથી ઉપજેલાં અનેક વિષમ, દુઃસહ પરિણામ સહન કરવાં પડે છે. એ

હવે આપને સમજાયું હશે. હવે હિંદે પરવશ થઈ પડી રહેવું પાલવે તેમ નથી. પોતાના નાનામાં નાના કૂટ પ્રશ્નોનો તેણે નિકાલ કર્યેજ છુટકો છે. આ કાયદા જ્યાંસુધી નહિ છુટે ત્યાંસુધી હિંદનો આરો નથી આવવાનો. આજે આપણે આર્થિક પરાધિનતા અને તેનાં પરિણામોનો વિચાર કરીએ છીએ. એટલે એને જ વિસ્તૃત સ્વરૂપ આપવું આવશ્યક અને ઇષ્ટ છે.

આર્થિક ધ્વંશમાં કાપડનો પ્રશ્ન આપણી પાસે આજે મુખ્ય છે. વાર્ષિક લગભગ ૬૫ કરોડનું કાપડ આપણને બહારથી ખરીદવું પડે છે. બહુ ફુમાશવાળું, પાતળું અને ભપકાદાર પરદેશી કાપડ આપણાં ઘેર ઘેર વ્યાપી રહ્યું છે. ગરીબથી કરી તવંગરવર્ગ માન્ચેસ્ટરનાં આધીન બન્યાં છે. વિલાયતી કાપડ સ્ત્રી, પુરૂષ અને બાળકોનાં બદન ઉપર ઠેર ઠેર નજરે પડે છે. હિંદી પોતાના દેશી ઉદ્યોગને દબાવી પરદેશીને ઉત્તેજન આપી રહ્યા છે. આપણા કાર્યને આપણે પોતે જ ધિક્કારતાં શીખ્યા છીએ. આપણને પોતાની ચીજ ઉપર પ્રેમ નથી. પોતાનું શું એનું આપણને ભાન નથી અને એ આપણે સમજ્યા નથી. 'બહારની મિઠાઈ કરતાં ઘરની કડવી રોટલી સારી' એ કહેવત અને અનુભવ આપણે વિસાર્યો છે. ખાદી જેવી પવિત્ર વસ્તુને ત્યાગી આપણે આપણું પાવિત્ર્ય ગુમાવ્યું છે, ગરીબોની દાઝ વિસારી છે, દેશનું ગુમાન ભુલ્યા છીએ, અને ધર્મભ્રષ્ટ થયા છીએ

આપણે ત્યાં ૨૫ લાખ ટન ગોળ થાય છે એને મૂકી પરદેશી ખાંડના મોહને આપણે વશ થયા છીએ. અને પ્રતિવર્ષ ૨૦ કોટિ રૂપીઆ પરદેશ ફેંકી દઈએ છીએ. વૈદકીય દ્રષ્ટિએ ખાંડ કરતાં ગોળ ઉત્તમ છે, આપણને રોચક, માફક, આવશ્યક અને આરોગ્યવર્ધક છે. એનું આપણે વિસ્મરણ કર્યું છે.

દારૂ હિંદુ ધર્મ નિષિદ્ધ અને મુસલમાન ધર્મમાં ત્યાજ્ય છે. એ ભૂરૂં નશાદાર વ્યસન છે. મનુષ્યનું મનુષ્ય-ત્વ ગુમાવનાર માદક પદાર્થ છે. કુટુંબ અને દેશની સંસ્કૃતિ અને અર્થનો વિનાશ કરનારી ચીજ છે. એ આપણે જાણીએ છીએ અને છતાં આંધળા ભુત થઈ એની લતમાં ગાંડા બની કરોડો પ્રતિવર્ષ પરદેશ વેરીએ છીએ. બીડી પીવી ખરાબ છે ઋષિઓ, મહાત્માઓ અને સંસ્કૃત પુરૂષોએ એની દુઃસંગતી માની છે, એનો ત્યાગ કર્યો છે અને સૂચવ્યો છે. એ શરીરમાં અનેક વિકૃત્તિઓની ઉત્પાદક છે, અને છતાં ય આપણે તેને સહર્ષ આવકાર આપીએ છીએ અને પરદેશથી સીગારેટના ડબાના ડબા મંગાવી ધુમાડા કહાડીએ છીએ. પણ દેશના અને આપણા ધુમાડા નીકળી જાય છે એનો ખ્યાલ સરખો ય આપણે નથી કરતાં. આપણને ખીલાં, સીવવાની સોય અને ટાંચણી જેવી નાની સરખી ચીજ પણ પરદેશ પૂરાં પાડે! લખવાના કાગળો, પેન્સીલો, પેન, શાહી, શાહીચૂસ

પણ પરદેશ પૂરાં પાડે ! અને આ પરદેશી દયા પર આપણે જીવીએ ! હિંદી સરકારને રાજ્ય કરવા જે જે નાની મોટી વસ્તુઓ અને સાધનોની જરૂર પડે એ પણ વિલાયતથી મંગાવવાનાં હોય! આપણા રક્ષણ માટે લશ્કર તો બહારથી આવે પણ એના ઉપયોગની બધી ચીજો, લડાઈનાં સાધન, બંદુકો, દારૂગોળો, મશીનગન, તંબુઓ વિમાનો સહુ બહારથી જ આવે. અને હિંદુસ્તાનના મોચીઓ મરી ગયા છે કે એમને પહેરવાનાં જોડાં પણ વિલાયતથી આવે !

આપણે માટે પણ 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો.' એમ કરીએ છીએ. આપણે આપણી બિનજરુરિયાતી હાજતો વધારી મુકી છે અને એમાં સહેજ પણ રાષ્ટ્રદષ્ટિએ, સામાજીક દષ્ટિએ ખ્યાલ નથી કર્યો. આપણને રેશમી અને સુંવાળાં મોજાં સિવાય ન ચાલે કે આપણે ત્યાં એવાં નથી બનતાં તે પરદેશથી મંગાવવાં પડે! ઝીણાં ધોતીયાં સિવાય ન ચાલે તે માન્ચેસ્ટરની મીલોની લુમોમાંથી તવાયેલાં મંગાવવાં પડે! ખમીસ અને પહેરણ માટેનું કપડું પણ માન્ચેસ્ટર મોકલે! નેકટાઈ અને કોલર સિવાય ન ચાલે એટલે વિલાયતથી મંગાવવાં પડે! હાથમાં રાખવાની લાકડી અને અત્તર પણ વિલાયતથી લાવવાં પડે! વિલાયતથી ન આવે અને આપણે ભૂખે મરવું પડે એટલે ખાદ્યપદાર્થો પણ વિલાયત જ મોકલે !અને હિંદી વાતાવરણ અને બાંધાને યોગ્ય એવી દવાઓ વિલાયતનાં તદ્દન જુદાં

વાતાવરણમાં તૈયાર થઇને આવે અને આપણને માફક અને રોચક થાય! મોટરો, બાઈસીકલો, બહારથી આવે અને આપણે તેનો લ્હેરથી ઉપયોગ કરીએ! દિવાની બત્તી, મીણ જેવી સર્વ સામાન્ય વસ્તુ પણ ભલું વિલાયત પૂરાં પાડે! હિંદના વ્યાપારીઓ વ્યાપાર કરતાં ભૂલી ગયા એટલે હિંદનો આંતરિક અને બાહ્યવ્યાપાર અંગ્રેજી પેઢીઓ અને વ્યાપારીઓ માર્ફત ચાલે! આપણા સૌરક્ષણ માટે અંગ્રેજી વીમાં કંપનીઓને કરોડો રૂપીઆ લૂંટાવીએ! આપણી સ્ત્રીઓને પોતાનો શણગાર સજી સુંદર દેખાવા માટે નખથી શીખ સુધી વિલાયતની વસ્તુ સિવાય ન ચાલે એટલે એનાં જાથુક ગ્રાહક બની વિલાયત સામું જોઇને બેસી રહેવું પડે! અને આવી તો અનેક વસ્તુઓ માટે પણ હિંદને પરદેશના આધાર અને દયા પર જીવવું પડે છે!

હિંદી વ્યાપારી પેઢીઓ, નાણાં અને દ્રવ્ય સંગ્રહ ન કરી શકે એટલે અંગ્રેજી બેંકો અને પેઢીઓની જરૂર પડે! આ આપણી ઓછી દયાર્દ્ર સ્થિતિ વારૂ ?!

એ સ્થિતિમાંથી હિંદે જ્યારેત્યારે બચ્ચે જ છુટકો છે. જો હિંદે પોતાની હાલત અને સંસ્કૃતિ સુધારવી હશે તો આ પરાધિનતા ફિટાવ્યે જ છૂટકો છે. ત્યાંસુધી હિંદનું દળદળ અને ભાવી ન સુધરે- ન ફિટે. હિંદનો ભૂખમરો ન મટે, અસંતોષ ન મીટે, સામાજીક વિકૃતિઓ દૂર ન થાય. જો દુનિયામાં

હિંદીને ખુલ્લી છાતીએ, છટાદાર અને ટટાર ઉભવું હશે તો એને એના અર્વાચીન આર્થિક કુટ પ્રશ્નોનો નિકાલ લાવ્યે જ છૂટકો છે.

આજે આપણી આસપાસનું વાતાવરણ અંગ્રેજમય બની ગયું છે. આપણા ઉદ્યોગો પગભર કરવા માટે આજે આપણી પાસે નથી પૈસા, નથી શિક્ષણ, નથી શકિત કે નથી રાજ્યનો કે બીજો કોઈ આશ્રય. એટલે આજે આપણે માત્ર કાચાં જ દ્રવ્યોની પેદાશ પર આધાર રાખીએ અને અંગ્રેજો એનો વ્યાપાર ખેડે છે. જેટલો કાચો માલ જેવોકે કપાસ, ચોખા, ઘઉં, તેલીબીયાં, બીજ, શણ ગામડાં, અત્રેથી લઈ પરદેશ ચડાવવા માટે પણ આપણને યુરોપી વ્યાપારીઓનો જ આશ્રય લેવો પડે છે. આ રીતે યુરોપની માયાથી આપણે વ્યાપ્ત છીએ. એમાંથી છુટવાને માટે આપણે પૂર્વજન્મનાં પૂણ્યોને આડાં ધરવાં પડશે. દેશહિતેચ્છુ ગ્લેડસ્ટોને એ વિષયને ઠીક ન્યાય આપ્યો છે. તેણે કહ્યું છે કે, અગાઉના હિંદ ઉપરના આક્રમણકર્તાઓ હિંદીઓની પૂંઠે લાતો મારતા હતા પણ હાલ અંગ્રેજો તો હિંદીઓના પેટ ઉપરે ય લાતો મારે છે.

એટલે હવે આપણે આપણી આર્થિક પરાધિનતા દૂર કરવા તનતોડ પ્રયત્નશીલ બનવું જોઇએ. હિંદના ઉદ્યોગોને સજીવન કરવા મરી મટવું જોઇએ. દરેકે શુદ્ધસ્વદેશી વાપરવાનું વ્રત લેવું જોઇએ. "પહેરવાની,

ઓઢવાની,સામાન્ય ઉપયોગની અને ખાવાની બધી જ ચીજો હું સ્વદેશી ખરીદીશ, દેશી કારીગરીને, ઉદ્યોગોને અને હુન્નરકળાને અંતઃકરણથી ઉત્તેજન આપીશ. હું કોઈ પણ જાતની અગવડો, નુકશાન કે સંકટના ભોગે પણ સ્વદેશી વાપરીશ'; આવાં વ્રતો આજે લેવાવાં જોઇએ. 'મન, વચન, કાયાથી હું સ્વદેશીની ઝંખના કરીશ.' આવુ સ્વદેશીનું સાચું અભિમાન વધવું જોઇએ. ત્યારે જ આપણે સ્વરાજ્યને માટે લાયક થઇએ. પરદેશી ધુંસરીમાંથી મૂક્ત થવાનો અધિકાર અને શકિત ત્યારે જ આપણે પ્રાપ્ત કરી શકીએ. અને પછી તો સ્વાતંત્ર્ય આપણા હાથમાં જ છે. અને એટલું થશે ત્યાં તો આપણો અને પરદેશી રાજ્યકર્તાઓનો ક્યારનો ય હૃદયપલટો થઈ ગયો હશે અને વર્તમાન યુગ બદલાઈ ગયો હશે. પ્રભુ તમને એ બધું જ કરવાની અને પરદેશી ધુંસરીમાંથી મૂક્ત થવાની પૂરતી શકિત આપો. એમ પ્રાર્થિ હાલ તો વિરમીશ. વંદેમાતરમ્.

# બે બોલ.

કરાંચીની આલમને સમયોચિત મનનીય સાહિત્યની ખોટ હતી. એ કેમ પૂરી પડે એ માટે શ્રી. ડુંગરશીભાઇનું મિત્રમંડળ ઝંખતું હતું. છેવટે ડુંગરશીભાઇને ઝંપલાવવું જ પડયું, અને આ પ્રથમ મણકો આપણને મળ્યો. હવે આપણે આખી માળા જલદી પૂરી થાય એવી જીવતી આશા રાખી એ માટે તલપતા બેસીએ ખરેખર ડુંગરશીભાઇને એમના આ નિશ્ચય, પરિશ્રમ અને સેવા માટે શુદ્ધ-અંતઃકરણના ધન્યવાદ ઘટે છે પ્રભુ એ માળા જલદી પૂરી કરાવે.

પ્રકાશક.

મોડલ મુદ્રણાલય, કરાંચી.